॥ શ્રી ગોવર્ધનધરો વિજયતે ॥



વાણી ગુણાનુ કથને શ્રવણૌ કથાયાં,
હસ્તૌ ચ કર્મસુ મન સ્તવ પાદયોર્નઃ ।
સ્મૃત્યાં શિરસ્તવ નિવાસ જગત્પ્રણામે,
દૃષ્ટિ સતાં દર્શનેસ્તુ ભવત્તનૂ નામ ॥

# પ્રભુપ્રસાદ.

(શ્રી મુંબઈમા આવેલા બારભાયા મહોલ્લામા આવેલ શ્રીરામજી
મંદિરમા શ્રીસમાજમા સત્સંગ સમયે ઉદ્ભવેલ ઉદગાર )

પ્રકાશક —
ગ૦ સ્વ૦ બ્હેનકોરબાઈ દેવીદાસ ભીખુભાઈ.
બીજી આવૃત્તિ.] અમુલ્ય. [ પ્રત ૧૦૦૦

## [illegible] સંગ્રહ

દર્શન કરવા ગયાતા શ્રી ગોવર્ધન ધરણુનારે,
એના દરશન કરતા ચિત્ત થયા પ્રસન્ન,
ઉભા દીઠા શ્વાત સ્વરૂપે શ્રી નાથજીરે—દર્શન

**સાખી**—પ્રથમ દ્વારમા પેસતા, ગધર્વ શબ્દ સુણાય,
ગોવર્ધનમા જઇ પછી, નવધા સીડી ચઢાય
ત્યાથી ધોળી પટીયા હ્રદય ધોળુ થઈ જાય છેરે,
જ્ઞાન અને વૈરાગ્ય બે સીંહ ત્યા દેખાય—દર્શન

**સાખી**—ત્યા થકી કમલ ચોકમા, વૈષ્ણવ જન ભેળા થાય,
પ્રભુ ગુણ ગાયે લીન થઇ, તરતજ દર્શન થાય
કોઇ કીર્તન ગલીમા કોઇ જગમોહનમા જાય છેરે,
નયને પ્રભુ નીરખતા જીભે જય બોલાય—દર્શન

**સાખી**—જયારે ગોવર્ધન ધર્યો, ધર્યું જેવડુ રૂપ,
જેવુ ભાગવતે સુણ્યું, તેવુ રૂપ અનુપ
ધરે શૃંગાર વિવિધના સુદીર વસ્ત્ર સોહાય છેરે,
જયારે ઓછવ હોયે મયુર પીછ ધરાય—દર્શન

**સાખી**—ડાબો કર ઉંચો કરી, બોલાવે નીજ ભક્ત,
જમણો છે કટીને વિષે, જેમા ધર્મ સમસ્ત
નેત્ર કમલ નીચા છે ચરણ તરફ મહારાજનારે,
ભક્તો શરણે આવે સત્વર દ્દષ્ટિ જાય—દર્શન.

**સાખી**—નેત્ર કમલને નીરખીને, હ્રદય કમલ હરખાય,
ચરણ કમલમા તે પછી, મનડુ ભ્રમર થઇ જાય
કર જોડી માગે છે દાસ ત્યા પછી એટલુ રે,
નિશદિન સ્થાપો અમપર કર કમળની છાય—દર્શન

### પદ ૧ કરૂ વદન–ગુરૂ—એ ઢાળ

નમુ અખિલ જગતના કારણ, નીજલીલા હીત તનુ ધારણ–નમુ.
ધર્મ સ્થાપવા અધર્મ કાપવા, દુષ્ટ જનો વિદારણ–નમુ.
નીજ ભકતોનું રક્ષણ કરવા, યુગે યુગે અવકારણ–નમુ
તે શ્રી કૃષ્ણ સગુણ પ્રભુજી, દ્યો સન્મતી સુધારણ–નમુ

### પદ ૨ વસતતીલકા

જેનાથકી જગત આ સર્વે થયુ છે, જેના મહી સ્થીતી કરી સૌએ ગ્રહ્યુ છે,
કાળે કરી સર્વ તેમા જનારૂ, પરમાત્માને પ્રણમીને કરૂ કાર્ય મારૂ
જેની કૃપાથી જીવનુ અજ્ઞાન જાય, જેની કૃપાથી જીવને સુજ્ઞાન થાય,
જેની કૃપાથી જગમા સુખશાતી થાય, તેની કૃપાજ અમને કરજો સહાય

### પદ ૩ લલીત

હરીભજન થકી સુખ થાય છે, હરીભજન થકી દુ ખ જાય છે,
હરીભજન થકી શાતી થાય છે, હરીભજન થકી ભ્રાતી જાય છે
હરીભજન થકી ભાન થાય છે, હરીભજન થકી જ્ઞાન થાય છે,
હરીભજન તમે ભાવથી કરો, જન્મમરણના કષ્ટને હરો.

### પદ ૪ દીનનો દયાળ છે દીનાનાથ—એ રાહ

દીન બન્ધુ દીન નાથ દીન શર્ણુ તારે,
દયા માગે દયા માગે દ્વાર આવી તારે–દીન
દેહ નાવ આપ્યુ પ્રભુ જવા ભવ પારે,
સહાય વિના કેમ કરી પહોચે ભવઆરે–દીન
મળ્યા પૂર્વ પુન્ય થકી ગુરૂ કર્ણ ધારે,
સડસડાટ ચાલશે તુજ કૃપા પવન જ્યારે–દીન
ખોટ નહીં પડશે પ્રભુ પુરણ છો તુ પ્યારે,
પ્રભુ તારીજ રચ કૃપા સદ્ નાવ તારે–દીન.

### પદ ૫–રાગ નાથ કેસે ગજકો

શર્ણું રાખી લેજે હરી હવે શર્ણું રાખી લેજે, પ્રભુ દોષને સાખી લેજે–હરી.
નીશદીન તારી નીરમળ ભક્તી, હૃદયમા રાખી દેજે,
કામ ક્રોધ મદ મોહ ને મત્સર, હરી દુર નાખી દેજે-હરી
દ્વીભુજ બાળક રૂપ કરી પ્રભુ, દષ્ટી આગળ રેજે,
હૃદય તણા કરી દોષ દુર પ્રભુ, પોઢજે હૃદયની સેજે–હરી
અ તરમા રહી અ તર કાઢી, નાખજે પ્રભુ હોય જે,
સર્વત્ર તારૂ રૂપ નિહાળી, જ્યા ત્યા બોલુ જોજે–હરી
શ્રી વલ્લભ પ્રભુ શર્ણું કર્યું હવે, પોતાનો ગણી લેજે
નિશ્ચય થયુ હવે થયો કૃતાર્થ, એવો હૃદયમા રેજે–હરી.

### પદ ૬–સૌનુ કરો કલ્યાણ

આપો સદા સત્સ ગ, પ્રભુજી આપો સદા સત્સ ગ,
અસત વસ્તુથી દુર રખાવો, ચઢાવો સાચો ર ગ–પ્રભુજી
કામ ક્રોધ આદી શષ્ટ શત્રુ, તેનો તજાવો સ ગ–પ્રભુજી
રાગ દ્વેષને કાઢી નાખો, આપો ધીરજ શાતી સુસ ગ–પ્રભુજી
દુ ખમા ડગી નવ ભુલીયે તમને, એવો રાખો ર ગ–પ્રભુજી
માગે નમી કર જોડી સીમ ડળ, રાખો ચરણ કમલ જેમ ભૃગ–પ્રભુજી

### પદ ૭ ધોળ

પ્રીતી લાગી રે તેની બીતી સૌ ભાગી, અ તરમાથી જેને પ્રીતીરે લાગી,
રહે છે સ સારમાહી જળરે કમળવત, હૃદયથી ત્રષ્ણાઓને ત્યાગી–અ.
મારૂ ને તારૂ એ છે પ્રપ ચ માયાનો, જ્ઞાન દષ્ટીથી જોયુ જાગી–અ
મારા છે એક પ્રભુ જગત છે જેમા, જાણે છે એવુ મહાભાગી–અ
રાખે વિશ્વાસ એક સદગુરૂ વચને, રહેછે પ્રભુ ચરણ અનુરાગી–અ.

### પદ ૮ ધોળ.

અમે આટલુ જ ગુરૂદેવ માગીએરે—ટેક
આ સસાર સાગર દુસ્તર ઘણો રે,
જેમા કામ ક્રોધ આદી મગર ગ્રાહ—વલ્લભરાય આટલુ જ
મનુષ્ય દેહ નાવ તણુા કર્ણધાર છે રે,
કૃપા સઢ ચઢાવો પાર ઝટ જવાય—વલ્લભરાય આટલુ જ
પ્રભુ રવિ ઉપયોગી દેહને કરારે,
અવિદ્યા તણુ ન ચાલે જરાય—વલ્લભરાય આટલુ જ.
શુદ્ધ સત્વ શુભ બુદ્ધિ કરો એક ઠારે,
કરો કૃપા એવી પ્રભુ દરશા થાય—વલ્લભરાય આટલુ જ
ગ્રહી બાહ્ય પ્રભુ નીત્ય તે નીભાવજો રે,
રહીયે આપ શરણુ ચરણ કમલ ત્યાય—વલ્લભરાય આટલુ જ

### પદ ૯ ધોળ

ઉઠી મગળમય પ્રાત કાળમા રે, પડી ચરણુમા માગુ ગુરૂરાય (વ્રજરાય)
વિનતી આ દીનની સ્વીકારજોરે, મનોવૃતી ગતી રહે તુજ ચરણોમા રે,
કૃતી તેજ પ્રભુ તુજ અર્થે થાય —(વ્રજરાય) વિનતી.
શ્રવણુ અહરનીશ ગુણુ ગાનને સુણેરે, સાભળે નહીં કુથલી જરાય (વ્રજરાય)
નાક સુઘે તુલસી ને પુષ્પ ચરણુનારે, મુખડુ ચાહે પ્રસાદને સદાય (વ્રજરાય)
રસનાએ નામ આપનુ રહે સદારે, રચી રહે તુજ સુચી વાત માહે (વ્રજરાય)

### પદ ૧૦ ધોળ

પ્રથમ શ્રી ગુરૂ ગોવિદને નમીરે, કરવા વિનતી ધારૂ આશ
અવિનાશ રથને સોપુ છુ હરી આપનેરે, દેહ રૂપી રથ મારો શ્રી હરીરે
બન્યો જે પચ તત્વથી ખાસ—(અવિનાશ) રથને સોપુ છુ
ઇદ્રીય ઘોડા જોડયા એ રથેરે, વાયુવેગી મનનો ત્રાસ—અવિનાશ રથને

ભવ વનમા જ્યા ત્યા ભટકયા કરેરે, તેની હાથે ઝાલો રાસ–અવિનાશ રથને-
એ રથને ચલાવો ઉત્તમ પ થેરે, પછી નવ રહે ભીતીનો વાસ–અવિનાશ રથને.
આ રથથી હવે ધામ તાહરેરે, પોચુ બેસનારો હુ ખાસ–અવિનાશ રથને
થાય અખડ વાસ તુજ ચરણુમારે, મટી જાય જન્મમરણુનો ત્રાસ- ,,

પદ ૧૧ બલીહારી રસીયા —એ રાહ

આવ્યા ગગાને તીરે સીતા રામ લક્ષ્મણુ, ગુહ પાસે નાવ મગાઇ,
કહે કેવટ હો રઘુરાય તમને, નહિ ગગા પાર ઉતારૂ રે
આપ ચરણુ રજમા જાદુ ભર્યું છે રે, શલ્યા અહલ્યા બની જાઈ—કહે
પત્થરથી કોમળ મારૂ કાષ્ટનુ નાવ છે રે, તરણી તે ધરણી બની જાઈ—કહે.
પરીવાર તણુા પછી પેટ ભરૂ કયાથીરે, ધધો ન જાણુ બીજો કાઇ— કહે
તમે છો પ્રભુજી ભવ પાર ઉતારનારા, નહિ લઉ કાઇ ઉતરાઇ—કહે
ચર્ણકમળ ધોયા વિના નાથ ના ઉતારૂ રે, કહુ છુ દશરથ સમ ખાઇ—કહે.
પૂર્વંતણુા પૂન્ય એના બળી જેવા જાગ્યારે,' પ્રભુ ચર્ણ ધોવે ભીલરાઇ—કહે.

પદ ૧૨ રાગ કાલીંગડો

હરી જન હળી મળીને આવો, બોલો કૃષ્ણુ હરી.
મુખથી ગોવિદના ગુણુ ગાવો, બોલો કૃષ્ણુ હરી
લ્હોને મનુષ્યા જન્મનો લાવો, બોલો કૃષ્ણુ હરી.
બીજા જન્મોમા નહીં ફાવો, બોલો કૃષ્ણુ હરી.
અતર રાખી રૂડા ભાવો, બોલો કૃષ્ણુ હરી.
પ્રીતે પ્રભુ રસ પીને પાવો, બોલો કૃષ્ણુ હરી

### પદ ૧૩

મારા છો હરી મારા છો મારા છો પ્રભુ મારા છો,
આપ જગતના આધારા છો મારા છો
વ્યાપક વિશ્વમા ન્યારા છો કામ ક્રોધના મારા છો,
ભક્ત જનોને પ્યારા છો નીજ ઇચ્છાથી કરનારા છો
વ્યાપક વિશ્વમા તમારા છો, મારા છો હરી મારા છો,
મારા છો પ્રભુ મારા છો, કામ ક્રોધના મારા છો,
મારા છો હરિ મારા છો, મારા છો પ્રભુ મારા છો

### પદ ૧૪ રાગ કાલીંગડો

મુકુ નહી પ્રભુ મુકુ નહીં, માડ હાથ ચડયા કદી મુકુ નહી,
તુજ વિના જગ સુખ ખારૂ લાગે, તેના સામુ કદી થુકુ નહીં—માડ
તુજ નામ અમૃત ભોજન તજીને, ધુળના ફાકડા ભુકુ નહીં—માડ
મળી અમૃત જળ દૃષ્ટિ તમારી, તેથી ત્રીતાપથી સુકુ નહીં—માડ
તારી કૃપા પૂરણ થઇ છે, તેથી હવે કાઇ ચુકુ નહીં—માડ

### પદ ૧૫ રાગ શુ નટવર

પ્રભુ જન્મ મરણ દુ ખ ટાળવુ છે, ટાળવુ છે પ્રભુ ટાળવુ છે,
મારે જન્મમરણ દુ ખ ટાળવુ છે
શાસ્ત્ર પુરાણે આજ્ઞા કરી જે, તે સૌ અમારે પાળવુ છે—પ્રભુ
સુખ દુ ખ પ્રભુ લાભ અલાભે, સમ દૃષ્ટીથી ભાળવુ છે—પ્રભુ
ક્રોધ કામ મદ મોહ ને મમતા, ભેગા કરીને બાળવુ છે—પ્રભુ
તારી કૃપા પ્રભુ પૂર્ણ હશે તો, સાચે પથે ચાલવુ છે—પ્રભુ
જાણી અખીલ આ જગત છે તુજ મય,અખ ડ આન દમા મહાલવુ છે–પ્રભુ

પદ ૧૬ રાગ કાલીંગડો.

મન ભુલી ન જા હરી માયામા, માયામા હરી માયામા–મન ભુલી
ચિત્ત ચોડી દે જગરાયામા, મન ભુલી ન જા હરી માયામા
જરા જોની નિચગી સુ કાયામા, આ તન ધન ને સુત જાયામા–મન
દીન બહુ વિત્યા વિષય સાયામા, જા શાંત ભક્તિની છાયામા–મન.
જો ચરણ ગ્રહીશ યદુરાયના, મન ભુલી ન જા હરી માયામા–મન

પદ ૧૭ રાગ—રઘુપતિ રામ હૃદયમા રહેજો રે

કદીં એની શ્રીહરી નહી ભુલેરે, નહીં ભુલે કદી નહીં ભુલે,
કદી એની શ્રીહરી નહીં ભુલેરે
હતા ગર્ભે ત્યારે નવ ભુલ્યા રે, જ્યારે ઉંધા મસ્તકે ઝુલ્યા રે,
લાગી માયા ને જીવનો ભુલ્યા, કદી એની
ભુલ નહી નજ જનને ક્યારે રે, અન્ન જળ એને પુગ પાડે રે,
રાને ઉંબમા ખાર એ કાઢે, કદી એની
ભુલે છે જીવ ભક્તી કણુની રે, પડી મોહમા પ્રભુને ગયા ભુલી રે,
હવે સમજીને ગા ગુણ ફુલી, કદી એની
શર્ણું શ્રી વલ્લભ પ્રભુજીનુ સહાને રે ભુલશે પ્રભુ પાપ બધાને રે,
મન કર્મ વચને એના તું થાને, કદી એની

પદ ૧૮

તમારે સત્સગમા પાઇ લેવી નથી,
પન નેરી નથી પાઇ દેવી નથી—તમારે
સત્સગમા હરી સ્મરણ કરવુ,
આપ કથા બાપ કથા કહેવી નથી—તમારે

એક વાર કરી સગ રગમા રમાતા,
જાણુશો જે ક્યાઇ મજા એવી નથી—તમારે
ધીક ધીક મનુષ્યનો જન્મ તમે જાણજો,
પ્રેમે કરી હરી ભક્તિ સેવી નથી—તમારે

પદ ૧૯

જાણુતા નથી કાઇ જાણુતા નથી,
અમે હરીનામ વિના કઇ જાણુતા નથી
શ્રી હરીની કૃપા થાયે છે જ્યારે,
સુખ દુખ મનમાહી આણુતા નથી—અમે હરી
આ સસારના નાશવત સુખને,
જાણી હવે મને માણુતા નથી—અમે હરી

પદ ૨૦

જાવુ છે રે જાવુ છે, અમે જાણ્યુ જે નિશ્ચય જાવુ છે
તેથી ગાણુ હરિનુ ગાવુ છે—અમે જાણ્યુ.
સત્સગ ગગા શોધી શોધીને,
પ્રેમ ધરી એમા ન્હાવુ છે—અમે જાણ્યુ
સત્સગ કરી હરી નામને સમરી,
ભવસાગર તરી જાવુ છે—અમે જાણ્યુ

પદ ૨૧ રાગ કાલીંગડો.

રાધે સ્યામ રાધે સ્યામ રાધે સ્યામ, મેરે મન વશ ગયે રાધે સ્યામ.
જન્મ્યા મથુરા બસે ગોકુળ ગામ, મેરે મન૦
પીળા પીતાબર બીને વાન, મેરે મન૦

માથે રે મુગટ કુંડળ કાન, મેરે મન૦
ગોપી જીવન રાધા પ્રાણ, મેરે મન૦
બાળપણમા હર્યા પુતનાના પ્રાણ, મેરે મન૦
પરમાનંદને પૂરણ કામ, મેરે મન૦

પદ ૨૨

સર્વ ભાવે ભજો ભગવાનનેરે,
ગોપીજન જીવન પ્રાણ (નંદલાલ),
સર્વ કાળ ભાવે ભજો ભગવાનનેરે,
હરી ભજવા માહી દેશ કાળ નહીં નડેરે
નહીં બેસે કંઇ ધન માલ (નંદલાલ),
સર્વ કાળ ભાવે ભજો ભગવાનનેરે,
પ્રભુ ભજવાથી સર્વ સુખ થઇ જશેરે,
મટે માયા તણી જાળ (નંદલાલ),
સર્વ કાળ ભાવે ભજો ભગવાનનેરે,
ભજી પાર ગયા કંઇક નરનારીઓરે
પામી નીજસ્વરૂપ થઇ ગયા ન્યાલ (નંદલાલ),
સર્વ કાળ ભાવે ભજો ભગવાનનેરે
ગુરૂ ગોવિંદ કૃપાથી સાચુ કહુ રે,
ભજો શ્રી હરીને છોડી બીજા ખ્યાલ (નંદલાલ),
સર્વ કાળ ભાવે ભજો ભગવાનનેરે

પદ ૨૩

રે ભજી લેને તુ સુંદીર શ્યામને, અંતે જાવુ છોડી ધન ધામને–રે ભજી
અહિ આવ્યો છે જીવ શુ કામને, સાચા માની બેઠો હાડચામને–રે ભજી

હવે મુક મોહ લોભ ક્રોધ કામને, શ્વાસોશ્વાસથી રટી લેને રામને-રે ભજી.
તારે પ્હોચવુ જો હોય પરમ ધામને,
સાચા સ્નેહથી સેવી લે સુદીર શ્યામને-રે ભજી લેને

પદ ૨૪

સેવવાને લાયક એક શ્રીહરિરે, પ્રભુ સેવે તે નાવે જગફરીરે-સે
પ્રભુ સેવતા તો હૃદય શુદ્ધ થાયછે જો, સર્વ ઇંદ્રિઓ તો પ્રભુમય થાયછે જો-સે.
મુખ્ય શ્રવણથી ભક્તિ શરૂ કરી જો, સેવો નવધા ભક્તિયે ભાવે કરી જો-સે.
પત્ર પુષ્પ જળ ફળથી રાજી થાયછે જો, પૂર્ણ પ્રેમથકી લાભ મળી જાયછે જો-સે

પદ ૨૫

આવો વૈષ્ણવ જન વ્હાલારે, મળીયે પ્રેમ થકી,
થાવાને પ્રભુના વ્હાલારે, મળીયે પ્રેમ થકી
પ્રભુ ગુણ ગાઓ શ્રેલા કાલારે, મળીયે પ્રેમ થકી,
જેથી રીઝે નદના લાલારે, મળીયે પ્રેમ થકી
થાય અતરમા અજવાળારે, પ્રભુના ભજન થકી,
બહુએ ભરપુર પ્રભુને ભાળ્યારે, પ્રભુના ભજન થકી

પદ ૨૬

આજ મે દીઠા વનમાળી, જુમનાને તીરે આજ મે દીઠા વનમાળી.
મસ્તકે મોર મુગટ ગળામા ગુજા માળા, પીતાબર પલવટવાળી-જુમના.
હાથમા લીધી વ્હાલે છડી ને વાસળી, ખાધે છે કામળ કાળી-જુમના.
મનહર મુખડુ મે જોયુ મે પ્રભુનુ, હુ તો ગઇ નીચુ ભાળી-જુમના
બોલ બોલ કઇ કીધુ શ્રી હરિએ, બોલી વિચારી સભાળી-જુમના
વિશ્વ વિભુ જગત વૃક્ષના માળી, અમે તો પાદડા ને ડાળી-જુમના.
તન મન ધન સોપ્યુ મુળ ચરણુમા, પ્રભુ લેજો રે સભાળી-જુમના.

પદ ૨૭

આજ સખી દીઠારે હરી મે જમુનાને તીરે, સુદર શ્યામ શરીરે–આજ
ઉભા દીઠારે ધરી નટવર વેશને, મોરલી વગાડી ધીરે ધીરે–આજ
વિકલ થઇછુ સખી મુખડુ નીરખી, શુદ્ધી ન રહી શરીરે–આજ
નેત્રથી નીરખી હૃદયથી હરખી, પાસે ગઇ ધીરે ધીરે–આજ
પાસે જઇ પ્રભુ ચરણુને પકડયા, હવે લોકડર નહીં લગીરે–આજ
સામુ જોઇને હરીએ કીધી પોતાની, તેની કૃપાથી પ્હોચી ભનતીરે–આજ

પદ ૨૮

કૃષ્ણુ નામ કહેશુ અને કહેરાવશુ, રામ નામ લેશુ અને લેવરાવશુ –ટેક
ગોવિદ ગુણુ ગાશુ અને ગનરાવશુ–કૃષ્ણુ નામ
પૂર્વના પુન્ય થકી સત્સગ ગ ગામા નાશુ અને નવરાવશુ કૃષ્ણુ
ભલા થાશુ અમે પ્રભુના ભજનથી, નહીં કોઇને કહેવરાવશુ –કૃષ્ણુ
ગુરૂ કૃપાથી ગમ પડી છે, આનદને છવરાવશુ–કૃષ્ણુ

પદ ૨૯ રાગ મારૂ

જય શ્રી કૃષ્ણુ કહાને મળતા, જય શ્રી કૃષ્ણુથી પાપો બળતા—જય
જય શ્રી કૃષ્ણુરે બેની, હારે તમે વારે વારે કહોની —જય.
જય શ્રી કૃષ્ણુ જે મુખથી કીધા, તેને અમૃત ગોળી પીધા,
તેનાં સર્વે કારજ સીધા, જય શ્રી પ્રભુની જય જેણે બોલાવી,
તેને માયાને ડોલાવી, તેને મુક્તિ પાસે આવી—જય
જય શ્રી કૃષ્ણુ કદી ના વિસારો, નહી તો અફળ જશે જન્મારો,
માટે બેની કૃષ્ણુ હૃદયમા ધારો,
જય શ્રી કૃષ્ણુ રે બેની, હારે તમે વારે વારે કહોની

પદ ૩૦

આજે આનંદ મારા રે અંગમા,
આજે ગુરૂજી પધાર્યા સત્સંગમા,
પધાર્યા રે શ્રી વલ્લભલાલ,
પ્રેમ ધરીને ગુરૂને પ્રણમીએ.

નીસાધન જનને ઉદ્ધારવા,
નવધા ભક્તીથી પ્રભુજીને ભાવવા,
કૃપા માર્ગે રે જેના થકીજ જવાય,
પ્રેમ ધરીને ગુરૂને પ્રણમીએ

જેહ માર્ગ તે પુષ્ટી કહેવાય છે,
સ્રી શુદ્રના ઉદ્ધાર થાય છે,
વીધી નિષેધ રે નહિ જયા છે જરાય,
પ્રેમ ધરીને પ્રભુજીને પ્રણમીયે

જેણે નામ મંત્રથી દુઃખ કાપીયા,
જેણે નીવેદનથી સુખ આપીયા,
દૈવી જીવો રે જેણે કર્યા છે સનાથ,
એવા ગુરૂજીને પ્રણમીયે

પદ ૩૧

જગના જનોની માલારે, હોય વર્ષે દીવાળી,
હરીજન હૃદયની માલારે, હોય નીત્ય દીવાળી
રંગ વડે ઘર સ્વચ્છ કરીને, દીપક બહુ પગટાયરે—હોય વર્ષે.
સત્સંગથી શુદ્ધ હૃદય કરીને, જ્ઞાન દીપક પ્રગટાયરે—હોય નીત્ય
દારૂમા દેવતા મુકીને બાળક, ફૂટતા રાજી થાયરે—હોય વર્ષે.
કામ ને ક્રોધમા મુકીને કાડી, હરીજન રાજી થાયરે—હોય નીત્ય.

ખાય પીયે ને વસ્ત્રોરે પહેરે, મનમા સહુ મલકાયરે—હોય વર્ષે
રહેણી કહેણીના વસ્ત્રોરે પહેરી, હરીજન રાજી થાયરે—હોય નીત્ય
લક્ષ્મી મહાકાળી ને શારદા પુજી, જન જય ઇચ્છે મનમાયરે—હોય વર્ષે
એ સહુ માયા શક્તી પ્રભુની, હરીજન મન સમજાયરે—હોય નીત્ય
અળસ કાઢે ગામની નારી, લક્ષ્મીની ઇચ્છાયરે—હોય વર્ષે
અવિદ્યારૂપી અળસને કાઢી, લક્ષ્મીપતીને ચ્હાયરે—હોય નીત્ય
બેસતે વર્ષે મળો લાભ ને જય, ઇચ્છા એ સહુને થાયરે—હોય વર્ષે
હરીજન લાભ હરીનોરે માગે, જય પણ પ્રભુની બોલાયરે—હોય નીત્ય

**પદ ૩૨ વધામણાં.**

શ્રી નંદરાય ઘેર આજરે વધામણા, પ્રગટયા શ્રી પુરષોતમરે,
સૈયર સહુ લીજીએ વધામણા, પ્રથમ વસુદેવ ગ્રહ પ્રગટીયા—વધામણાં
ધરમના રક્ષણ કાજરે સૈયર, ચતુર્ભુજ રૂપે દર્શન આપીઆ—વધામણા,
સ્તુતી કરે માત પિતાયરે સૈયર, મુકી આવો નંદ ગ્રહે ગોકુળ—વધામણાં
લઇ આવજો કન્યાયરે સૈયર, અંતરધ્યાન એમ કહી થયા—વધામણા,
બાળ સ્વરૂપે દેખાયરે સૈયર, કાળાગ્રહના તે તાળા તુટીઆ—વધામણા
તુટયા વસુદેવજીના બંધરે સૈયર, સેવક સૌ ધારણ વળ્યા—વધામણા,
વસુદેવે લીધા પ્રભુ શીશરે સૈયર, ઝરમર વરસે મેહુલા—વધામણા
શેષ છાય કરી કરે સેવરે સૈયર, જમનાજી નીર ભરપુર છે—વધામણા,
ચર્ણ સ્પર્શ કરી દીધા માર્ગરે સૈયર, ગોકુળમાં વાસુદેવ આવીયા—વધામણા.
પોઢાડયા પ્રભુ માતની ગોદરે સૈયર, ગયા કન્યા લઇ જશોદા જાગીયા—વધામણા,
સુત મુખ દેખી હરખાયરે સૈયર, નંદ પુત્ર પ્રગટ જાણી હરખીયા—વધામણા
આપ્યા વિપ્રને બહુ દાનરે સૈયર, વ્રજજન સૌ અતિ ઉમંગીયા—વધામણા,
નાચે છે ગોપી ને ગોવાળરે સૈયર, કીચ મચ્યો દહીં દુધનો—વધામણા.

આનંદ કલ્લોલ નવ જાયરે સૈયર, પુષ્પ વૃષ્ટી કરે સૌ દેવતા—વધામણા,
વાજીત્રના નાદ બહુ થાયરે સૈયર, એ સુખ શોભા શી કહુ—વધામણા
શ્રીનાથદાસ જાય બલીહારરે, સૈયર સહુ લીજીએ વધામણા

પદ ૩૩

આજ થકી વ્રત લેવુ અમારે નેમથી,
જો શ્રી હરીની કૃપા અમોપર થાય જો,
તો તે સર્વે વ્રતને નીયમ પળાય છે,
નહિ તો કેવળ મુખેથી કહેવાય જો—આજ

પર નીંદા કદી કરવી નહિ સુણવી નહિ,
કરવો નહિ કોઇ સાથે વાદવિવાદ જો,
કલેશ અને કકાસ હૃદય નહિ રાખશુ,
સુખ દુઃખમાહે રાખશુ ચિત્ત પ્રસાદ જો—આજ

ધન જો હોય તો સહાય સદા ધનથી કરૂ,
ધન નહિ હોય તો મનથી કરૂ સહાય જો,
તન મન ને ધન પરમાર્થમા વાપરૂ,
જે શુભ કામે શ્રીહરી પ્રસન્ન થાય જો—આજ.

પ્રભુ કૃપાથી ઉત્તમ માનવ દેહ આ,
મળીયો કરવા ઉત્તમ ઉપયોગ જો,
ફરી ફરીને અવસર આવો નહિ મળે,
માટે ભજી પ્રભુને કરી લ્યો યોગ જો—આજ

ઇર્ષા દ્વેષની વાણી કદી વદવી નહિ,
સદાય કરવા શ્રી ગુરૂ વચનો યાદ જો,
શ્રી હરી આજ્ઞા પાળી હૃદયને શુદ્ધ કરી,
પ્રેમ થકી સેવુ શ્રી હરીના પાદ જો—આજ.

પદ ૩૪

વાણીનો વેવાર, જગતમા વાણીનો વેવાર,
જો વાણીથી મીઠું વદાયે, જીત થઇ નીરધાર—જગતમાં
જો વાણીથી કડવુ વદાયે, તો તે જીવની હાર—જગતમા
પણ વાણીથી હરીને ભજાયે, તો તો બેડો પાર—જગતમા.

——— ૦ ———

## વિનંતિ.

સર્વે ભાવિક બ્હેનોને નમ્ર વિનતિ છે કે શ્રી મુબઇ મધ્યે બા ભાયા મહોલ્લામા નાગદેવી રસ્તા ઉપર સ્વર્ગવાસી શેઠ કલ્યાણજી શી જીએ બધાવેલ શ્રીરામચદ્રજીના મદિરમા દરરોજ બપોરના કલાક ૩ થી ૪ા સુધી શ્રી સદ્ધર્મ સુબોધક સ્ત્રીમડળ નામનુ સ્ત્રીઓનુ એક મડળ એકઠુ થાય છે જ્યા હમેશા નિતી ભક્તિથી ભરપુર ઉપદેશોનુ શ્રવણ કિર્તન થાય છે અને તેવીજ રીતે સદરહુ મડળનો સાજના ૪ા થી પા સુધી શ્રી માધવબાગમા પણ તેવોજ અમૂલ્ય સદ્બોધ મળે છે માટે ભાવિક બ્હેનોને અલભ્ય લાભ લેવા વિજ્ઞપ્તિ કરવામા આવે છે તેમજ ઉપર્યુક્ત મડળ તરફથી શ્રીરામચદ્રના મદિરમા "શ્રીરામ સ્ત્રી ઉપયોગી પુસ્તકાલય" ખોલવામા આવેલ છે અને તેમાંથી દરે બ્હેનોને પુસ્તકો વગર લવાજમે વાચવા આપવામા આવે છે, માટે તેને પણ લાભ લેવા વિનતિ કરવામા આવે છે લી૦

વ્યવસ્થાપક.

---

પ્રકટ કરનાર—બ્હેનકોરબાઈ દેવીદાસ ભીખુભાઈ,
નાગદેવી મદિરની સામે, નાગદેવી રસ્તો, મુંબઈ, ૩

છાપનાર—શા મગનલાલ જગજીવનદાસ, (૧૦૦૯×૭૯)
શ્રી 'સરસ્વતી' છાપખાનુ, ૩૪૬, નાગદેવી રસ્તો, મુંબઈ, ૩.